# संगीत लीलावती नाटकनां पात्रो.



સદાફળ.......................... કોસાંબી નગરીનો શેઠ.
સેજલદે.......................... સદાફળ શેઠની સ્ત્રી.
સુમતિવિલાસ..........................સદાફળ શેઠનો પુત્ર.
સ્વારથીલાલ.......................... સુમવિલાસનો મિત્ર.
લીલાવતા.......................... સુમતિવિલાસની સ્ત્રી.
સગુણમંજરી..........................લીલાવંતીની સખી.
કામસેના.......................... કોસાંબી નગરીની ગુણકા.
કનકલતા .......................... કામસેનાની સખી.
વીમળમતી ..........................લીલાલતીની મા.
[illegible] .......... લીલાલતીનો પીતા સારંગપુરનો શેઠ.
વીરવિલાસ..........................સુમતિવિલાસનો પુત્ર.



# मंगळाचरण

## સ્થળ રંગભુમી.

સર્વપાત્રો— રાગ કલ્યાણ.

પ્રભુ પરાત્પરા પુર્ણ કામદા, તું નીવારે પ્રાણીઓની સર્વ
આપદા. ટેક

અંતરજામી અખીલ ભુવનના, પાળ મને પરમેશ;
પાર ન પામે પરમેશ્વર તુજ મહીમાવાન મહેશ. પ્રભુ૦
વંદુ છું શરણે આવીને સ્વામી વારંવાર;
અરજ ધરો ઉરમાં પ્રભુ મારી નીરાધાર આધાર. પ્રભુ૦
આ ભારત ભુમીપર નગરી કોસાંબી છે સાર;
ઇંદ્રપુરી સરખી શોભા છે વિધ વિધના વ્યાપાર. પ્રભુ૦
સદાફળ છે શેઠ તેહના નહી ગર્વી ગુણવાન;
તેહ શેઠનો કુળદીપક સુમતીવીલાસ છે નામ.
કામસેના સાથે લપટાયો તજી માતને તાત;
આહીર જાતી બની ગોરડી લીલાવતી સાક્ષાત. પ્રભુ૦
નીજપતી સુમતીવીલાસનો છોડાવ્યો તે સંગ;
દંપતી જોડુ થઇ જામ્યુ વાધ્યો ઉર ઉમંગ. પ્રભુ૦
તેનું નાટક નવીન ભજવવા ઇચ્છા મનમાં આજ;
નીર્વિઘ્ને કરજે પુરી પુરણ મંગળ દે મહારાજ. પ્રભુ૦

# संगित लिलावतिनुं गायन
# रूपी नाटक.



## अंक १ लो



### પ્રવેશ ૧ લો.

**સ્થળ સદાફળ શેઠનો આવાસ.**

સદાફળશેઠ અને સહેજલદે.

**ઇંદર સભાની ગજલનો રાગ.**

સદાફળ— સાંભળોને શાણી પ્રાણપ્યારી મારી આજ,
છે નિપુણ પુત્ર આપણો સુધાર્યું કાજ.
રૂપમાં અધિક વળી શાસ્ત્રનો ભણેલ,
કામમાં પ્રવીણ સર્વ બુદ્ધિમાં ઠરેલ.
રીઝ તું સદાએ મુજ મન જોઇને;
પ્રેમથી નીહાળુ પુત્ર ચિન્ત મોહને.

**સહેજલદે.**

પૂર્વ પુન્યના પ્રતાપે પુત્ર એ મળ્યો;
દિવ્ય દીકરાને દેખી શોક સૌ ટળ્યો;

છે ભણેલ શાસ્ત્ર સહુ આચરે છે ધર્મ;
સત્ય ચાલતો કદી કરે ન કંઈ કુકર્મ.

**સદારફળ.**

આચરે કદી નહી અસત્ય ખાળતો,
કરે કલેશ લેશ નહી જુઠ ભાળતો.
ભાગ્યશાળી છે ખરે એ પુત્ર આપણો,
હરશે વાપે જોઇને પિયા મુને ઘણો;
કુસંગી કેરો સંગ એ કદી કરે નહીં;
રહેછે સદા સુસંગમાં સુલક્ષણો સહી.

**સહેજલદે**

જાણુંછું હું વાત સ્વામી પુત્રની સહુ,
નેણ ઠરે જોઇને હું ખુશમાં રહુ.
આપીયો પ્રભુએ કરી મેહેર એવો પુત્ર,
જેથી કરી આપણું દીપેછે ઘરસુત્ર.

**સદારફળ**

(પોતાના પુત્રની ખુશાલીને માટે ઇશ્વરની પ્રારથના કરેછે)

**આશાગોડી**

સંકટ સહુ હરી હરજે, આ સુતનું સંકટ સૌ હરી હરજે;
કોડે કલ્યાણ તું કરજે, આ સુતનું સંકટ સહુ હરી હરજે. ટેક
આયુષ્ય અધીક તું આપ હે ઇશ્વર,
વાતિ ધ્યાનમાં ધરજે. આ સુતનું૦

કુળદીપક છે કોડામણો સુત,
ચિરંજીવી તું કરજે. આ સુતનું
સુખ દેજે હરી સર્વદા તેને;
અખુટ લક્ષમી ભરજે. આ સુતનું

## ગીતી

ઓ પ્રભુ દીનદયાળા સદા કરૂં હું સ્તુતિ શીરનામી,
પ્રણમુ હું પરમેશા ભાવ ધરીને જય અંતરજામી;
માગું છું તુજ પાસે મેહેર કરી આશિષ વચન ભાખો;
કુળદીપક સુત મારો તેને સ્વામી સદા સુખી રાખો.

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ સુમતીવિલાસનો અવાસ.**

સુમતિવિલાસ–સ્વારથીલાલ.

**સુમતીવિલાસ.**

મુજ ઉપર ગુજરી, એ રાગ.

સાંભળ મુજ બંધુ વાત કહું છું સારી,
બાગમાં જવાની ઇચ્છા આજ છે મારી.
આ સંધ્યાકાળનો સમય પ્યારો લાગેછે,
તે માટે ઠંડો પવન મન માગે છે.
તે કારણ આપણે ચાલો બાગમાં જઇએ;

સીતળ સુગંધી લેઇ સુખીયા થઇએ,
છે વસંત કેરા દીન જામની જામે;
સોખીલા સજનો જોઇ હરશ બહુ પામે,
ફુલ્યાં છે ફુલ અપાર ભાઇ ચોપાસે;
મનડું હીસેછે મારૂ જોઇ સુવાસે.
નવ પલ્લવ વૃક્ષો બન્યાં નવિન પત્રોથી,
થાય છે અતી આનંદ મુજને તેથી.

સ્વારથીલાલ.

જો મરજી હોય આપની ચાલોને જઇએ,
ઠંડી, લહેરોને લઇ સુખીયા થઇએ;
મારી પણ મરજી આજ બાગ જાવાની,
ગુલાબ મોગરા તણી બહેક લેવાની.
તે માટે પ્યારા ચાલો આપણે સંગે,
આ મનહર બાગમાં જવુ આજ ઉમંગે;
ફુલ્યાં છે ફુલ ચોપાસ ભમર બહુ ભમતા;
તે જોઇને પ્યારા મને રૂપાળા ગમતા.

(પછી બંનો જણ જાયછે અને બાગને વીષે અનેક તરેહના છોડ પુસ્પ અને પત્રના ભિન્ન ભિન્ન સુવાસથી આનંદ ઉપજે છે તેથી એક વેલની લતાના મંડપ તળે બેશીને અન્યો અન્ય કહે છે).

સુમતિવિલાસ.

**બનજારા.**

ફુલ્યાં છે ફુલ ચોપાસે, મન પ્રસન્ન થાય સુવાસે. ટેક
આ બાગ રૂપાળી બિરાજે, વિધ વિધના પુષ્પો છાજે;
ઉપવન આ લીલુ ભાસે. મન પ્રસન્ન૦
શોભાછે કેવી સારી, છે ધન્ય પ્રભુ બલીહારી;
તુજ પ્રતાપથી પ્રકાસે. મન પ્રસન્ન૦
વળગી છે વેલ રૂપાળી, લટકે અહીં વલિ રસાળી;
ખિલ્યુ કમળ રવિ આભાસે. મનપ્રસન્ન૦

ગીતિ.

વન ઉપવન ને જોઇ આજ થયો આનંદ અતી મનમાં,
ઓ પ્યારા મુજ બંધુ શીતળ મંદ સુગંધ વહે તનમાં,
અહીંવલ્લી લટકીછે નવ પલ્લવ આ વૃક્ષ બન્યા ભારી,
શી રચના છે જગની ધન્ય પ્રભુ તુજ કૃત્યની બલીહારી.

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ કામસેના ગુણકાનો રંગમહેલ.**

કામસેના—કનકલતા અને પછી સુમતીવિલાસ.

(કનકલતા પોતાની સખી કામસેનાને ઉદાશમાં જોઇને)

## લાવણી.

એ। કુદરતના કરનાર—એ રાગ.

સુણ સખી તાહરૂ ચિત્ત, કહુંછું ખચીત, દીસેછે નિત્ય બેની
અકળાતું, શા માટે શોચના ધરે નથી કળાતું.
તુજ મુખઉપર આ વાર, અરે નીરધાર, ઉદાશી અપાર શે-
રડા પડીયા, તે જોઇ થાયે બહુ દુખ કીયા ગ્રહ નડીયા.
નીરખતાં તારૂ તન, ઉદાશી મન, દીસેછે દહન મુખ તુજબારે,
તે શા કારણ કરમાયુ બદન અત્યારે.
સશી સમાન તારૂ ભાલ, દીસે વિશાળ, જોઇ બે હાલ મન
ભેદાવે, તે નીરખી અમને અતી ખેદ ઉપજાવે.
તારી અગણીત શોભાવાળી; પરમરસાળી, દીસે રૂપાળી વે-
ણ ગુંથેલી; તે અકળાતી શે કારણ છુટી મેલી.
છે અદભુત તારૂ રૂપ, જોઇને ભુપ, બને તદપ, ગયુ કરમાઈ,
કેમ બેઠી બેન એકાંત અતી અકળાઇ.
બેઠીછે એકલી વાસ, થઇ ઉદાશ, નહી કો પાસ, બેન શું થાયે;
શા કારણ કામણગારી ચિત અકળાયે,

**કામસેના—** **ગીતિ.**

ઉદાશ છું હું બેની તે કારણ તે નહી તુજથી છાનું;
જેવું છે મુજ મનમાં તે સરવે તુજ આગળ હુ માનું.
શેઠ સદાફળ કેરા સુમતી પુત્ર તે મુજ મનમાં વશીયો,
વિરહ વેદના વ્યાપી અંતરમાં તે નીરખી રંગ રશીયો.

ચાલો સખી ગીત ગાઇએ પ્રીતેરે એ—રાગ.

સખી ઉઠ આજ વેલો આવ્યરે,
જઇ રસીયાને જલદી બોલાવ્ય. સખી ઉઠ૦
આ સંસારમાં એને મેં નીરખ્યોરે,
પ્યારો પ્રેમથકી વળી પરખ્યોરે.
જોઇ જીવન જીવડો હરખ્યો સખી ઉઠ૦
રૂડી કામ સરીખી છે કાયારે,
જોઇ મનહર લાગી માયારે;
જાણું એજ સાસુડીના જાયા. સખી ઉઠ૦
દેખી રૂપને દિલ આ વિંધાણુંરે,
મારૂ કાળજડુ થયું કાણુંરે;
મુક્યું ભોજન કરતાં મેં ભાણું. સખી ઉઠ૦
નિશ્ચય જીવ જીવણ વીના જાશેરે,
મારો એળે આવરદા થાશેરે;
તેથી અકળાઉ આજ ઉદાસો. સખી ઉઠ૦
નથી ગોઠતું ગાવું ગાણુંરે,
લાગે વરતું આ ગેન ઘરાણુંરે;
તેના પ્રેમમાં હ્રદય ભરાણું. સખી ઉઠ૦
મને મળશે એ મોહન જ્યારેરે,
તન ટાઢુ થશે બાઇ ત્યારેરે;
પણ વીયોગ દુખથી અત્યારેરે. સખી ઉઠ૦

સેજ પલંગને ફુલ વાડીરે,
નથી ગોઠતી મુજને ગાડીરે;
બાળે અંગ જરીની સાડી. સખી ઉ૦
માટે મારૂ કહયુ તું માનીરે,
લાવ્ય બોલાવી જઈને છાનીરે;
થાઉ શાંત મળે દીલ જાની. સખી ઉ૦

એટલામાં સુમતીવિલાસને બાગમાંથી આવતા જોઇને પોતાની સખી કનકલતાને કહે છે.

## ગજલ.

અરે લાલદેવ ઇશ તરફ જલદી આ—એ રાગ

અરે જલદી જો આવીયા પ્રાણનાથ,
દીસે મિત્ર રૂડાતણો જોને સાથ;
સખી જા તુ ત્યાં આજ બોલાવી લાવ,
લઇ લાલને મારી પાસે તું આવ.
અટયુ ચિત્ત મારૂ અરે તેને જોઇ,
રૂડુ રૂપ દેખી રહીછુ હું મોઇ.

**કનકલતા**—અરે મારી બેની ફીકરશું કરે,
જઇ તેડી લાવું ના આંસુ ભરે;
કરી ચાતુરીને હુ બોલાવું આજ,
ફીકર ના કરે તું સુધરશે એ કાજ.
ભમાવ્યા ભલા ભુપ જેવા ઘણા,

કહો ભાર શા છે એ શ્રાવક તણા.

પછીથો પોતાના અંગપર વીધ વીધ પ્રકારના અલંકાર આદી ધારણ કરીને સુમતીવિલાસ આવતો હતો તે રસ્તે જઇને ઉભો રહે છે અને પાસે આવ્યા એટલે તેને કહેછે.

## અજબ સલુણી પ્યારી મરઘા નેણી તેં મોહન વશ કીધોરે—એ રાગ

રંગ રશીયા મારા દીલમાં વશીયા, મહેલ પધારો મારેરે.
ચતુર સખી મારી કામસેના તે, પળે પળે સંભારેરે. રંગ૦
સુંદીર સેજ સમાર્યા પિતમ, મળવા મનડુ તલસેરે,
વિયોગે ઝુરે મુજ એની, તમ વીણુ પ્રાણ નીકળશેરે. રંગ૦
અધુર તણા અમૃત આરોગી, ભોગવો ભામની ભારીરે,
છો સરખી જોડી આ જુગમાં, આપ પુરૂષ એ નારીરે. રંગ૦

## કહું શું નશીબે દુખીઆ કીધો છે—એ રાગ.

ચાલો પ્રિતમ આજ મહેલે પધારો,
સુફળ કરો સુખ દઇ જનમારો. ચાલો. ટેક.
બાગમાં જાતાં છબી નીરખીને,
મોહિત થઇ મુજ બેનો વધારો. ચાલો૦
આપ કટાક્ષે કાળજ કોરાણું,
વિહર વડે થયો દુખનો વધારો. ચાલો૦
રહે બળતી એ ઉદાસમાં બેની,

વીપરીત વેશ બન્યો દુખ ભારો. ચાલો૦

**સુમતિવિલાસ**–સ્વસ્તી શ્રી સ્નેહપુર શોભા–એ રાગ.

સાંભળ તું કનકલતાય, મારી વાણીરે;
ત્યાં જાવા ચિત્ત હરખાય, કામની જાણીરે.
ઇચ્છુ હું એને મ્હેલ, જાવા મનમાંરે,
ગણુ પ્રાણ પ્યારી સમ તેહ, મારા તનમાંરે.
જાતાં એ જુગ્તી જોઈ, દીલ લલચાયું રે,
કામની જોઈ કટાક્ષ, મન ભરમાયું રે.
પણ લોક તણી બહુ લાજ, મુજને લાગેરે,
જઈ કહે પીતાને વાત, ભાર સૌ ભાગેરે.
તે માટે ડરીને મન, હું નહિ આવું રે,
મીથ્યારો માટે આજ, મન લલચાવું રે.

**કનકલતા**–

હું રાખું મહેલમાં ગુપ્ત, પ્રિતમ આવોરે;
કો જાણે નહિ તે પેર, શીદ તલસાવોરે.
મારી બાઇ જુવે છે વાટ, લાલ તમારીરે;
સ્વીકારો આજે અરજ, ઉરમા મારીરે.

**સુમતિવિલાસ**–(પોતાના મિત્ર સ્વારથીલાલને કહેછે.)

**ગીતિ.**

આજે સુખ અનુભવવા, હું જાઊછું કામશોના દ્વારે,
ઇચ્છા ઉરમાં જાણે ગુણકા સંગે વસવું છે મારે;

ઘેર જાઓ સુખેથી મિત્ર માહરા દુખ કંઈ ના ધરશો,
ગુપ્ત વાત આ છે તે કોઈની આગે પ્રકાશ ના કરશો.

**સ્વારથીલાલ**–

સુખે આપ પધારો ગુણકા મહેલે રીસ નથી મારે;
મોજ કરી મુજ વીરા વેલા વળજો ઘેર તમે કાલે.
ભલે ભોગવો ભામની સેજે જઈને લાખેણા લાવો;
રંગે રાત નીવારી પ્રાતઃકાળે પીતા ઘેર આવો.

(સ્વારથીલાલ પોતાને ઘેર જાય છે, અને સુમતિવિલાસ કામસેનાના ગુણકાને ઘેર જાય છે.)



## પ્રવેશ ૪ થો.

## સ્થળ કામસેનાનો અવાસ.

સુમતિવિલાસને આવતા જોઈને કામસેના ખુશી થઈને મનમાં કહે છે.

**કાળા ઘટા કોયલ બીન છાવે**–એ રાગ.

સહુ કારજ આજ સુધાર્યાં, મુજ પ્રાણનાથ પધાર્યાં.
ધન્ય દીન આજનો કેવો, શોભે છે દીવાળી જેવો.
સુધારસ લાગે તેવો, અરે આનંદ થાય છે મન,
હર્ષે છું તન, મનોરથ સાર્યા. મુજપ્રાણ.
એનું મોહીત મુખડું લાગે,

જોઇ ભુખ તરસ સહુ ભાગે;
બહુ વૃહની વેદના જાગે, અરે શું રૂપ, દીસે·
અનુપ, લાજતા ભુપ, મોહથી માર્યા. મુજપ્રાણ.
મુજ જીવન દોરી મારી, કરી પ્રિત તેહને ધારી,
હું બની મોહ થઇ ભારી; અરે એ જોઇ. બુદ્ધિ સહુ
ખોઈ, વિયોગે રોઈ, ધ્યાનમાં ધાર્યો. મુજપ્રાણ.

જાહેર સુમતિ વિલાસને કહે છે.

**વેલા ઉઘાડોને દ્વાર સદેવંત વેલાં ઉઘાડો** એ રાગ

મારૂ પવિત્ર કીધું ધામ, પ્રિતમ આજ મહોલે પધારી.
વળી પુરણ કર્યાં સહુ કામ, પ્રિતમ આજ મહોલે પધારી.
બેશી પલંગે પાસમાં રમશું રંગે રાત,
હાવભાવ વીનોદથી કહુ અંતરની સહુ વાત. પ્રિતમ.
ચાંદરણાં ચટકયાં જુઓ આકાશે અનુપ,
છે હેલી આનંદની મારા રશીયા રાજીવ ભુપ. પ્રિતમ.
વળગી રહી વહાલા તને બળી આ મોટી બેલ,
જીવતાં જુદી નહી પડુ જેમ ચંપે વીંટાણી છે વેલ. પ્રિ.
શરદ જ્યોત જામી રહી ખીલ્યો ચંદ વિશાળ,
તરૂણી તેવી તમ કને તેવા આપ છો નાથ રસાળ. પ્રિતમ.
ન્યુન્ય નથી કંઇ વાતમાં ભોગવો સ્વામી સુખ,
આ અવનીમાં એકલા જોઇ રીઝ્યું આપનું મુખ. પ્રિતમ.
જાણે નાહિ કો વાતડી રાખુ છાના છેલ,

મન ગમતાં ભોજન જમો કરો ખાંતેથી મુજશું ખેલ. પ્રિ.

**સુમતિવિલાસ**-(ઉત્તર આપે છે.)

**દુહો.**

તું પ્યારી છું માહરા તું મુજ જીવનહાર,
સ્નેહ થકી વરીયો તુને નિશ્ચે મારી નાર.

**વીધીનાં કામ છે કેવા**-એ રાગ.

બંધાયો હું પાસમાં તારા, વળુંદયો વચનથી તારા;
સુણો શબ્દ સ્નેહના તારા, સમ્યા છે તુરંગ સૌ મારા.
અરે દીલદાર પ્યારી તું, કદી નહિ થાય ન્યારી તું;
દીસે છે ચકોરને ચંદો, થયો તુજ પ્રેમથી હું બંદો.
ગણું નહી લાજ હવે કોની, રહુ તુજપાસ દીલજાની;
ભલે હોય માત પીતા મારા, રહુ મહેલમાં હું સદા તારા.
કાપ્યું તેં કાળજું મારૂ, ગમે નહી તુજવીણ કંઈ સારૂ,
થઇ વશ આજ રહયો હારી, સદા રહુ પાસ યાં નારી.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ સદાફળ શેઠનું ઘર.

(સ્વારથીલાલને પોતાના પુત્ર વીના એકલા આવતો જોઇને.]

**સદાફળ**- ઇદ્રસભાની ગજલ.

અરે દીસે છે કેમ શું થયેલો તું ઉદાશ,

કહેને પુત્ર કયાં ગયો એ હતો તારી પાસ.
મુકીયો તેં કયાંએ મુજ વહાલો કુમાર,
જલદીથી જાણાય મુને તાહરો વિચાર.
નીપન્યુ વીઘન કાંઈ કેહેને વાટમાં,
જોઇને થયો છે જીવરે ઉચાટમાં.

**સ્વારથીલાલ—**

શું કહું પીતા સમાછો માહરા તમે,
અલ્પ બુદ્ધિના તમારા બાળકો અમે.
કુળ કેરો ધર્મ મુકયો લાજને પરી,
વીશેષ વાત શું કરું પીતા હું વિસ્તરી.
ગુણકા છે એક આપ શેહેરમાં રહે,
કામશેના નામ તેનું સર્વકો કહે.
નાખીયો છે મોહપાસ આપ પુત્રને,
રૂપ જોઇને રહયો એ ગુણકા કને.

**સદ્દાફળ**

આવી વાત સાંભળીને શેઠ ઘણા દીલગીર થાય છે અને પોતાની સ્ત્રી મ્હેજલદને ઉદાશથી કહે છે.

**સૈયર દુખશું દાખવું.**

અરેરે આતે એણે શું કરયું, મુકી કુળની લાજ;
ગુણકા ઘેર વાસો વસ્યો, કુડુ કીધું છે કાજ. અરેરે. ટેક.

મોટી આશા હતી મનમાં, પુત્ર મોટો જો થાય; ૧
કામ કરે ઘરનું સહુ મન શાંતિ જણાય. અરેરે૦
કદીએ હુંકારો કર્યો નહીં પ્રિતે લડાવ્યાં લાડ;
સારો જાણી સુત આપણો પરોયાં દુખનાં ઝાડ. અરે૦
વહાલી તું રોજ વખાણતી, રાખી પુરો વિશ્વાસ;
તે સુત આજ વેરી થયો રહયો ગુણકાને વાસ. અરે૦
વાત પ્રથમ નહીં માનતો, સુત મારોછે સાર;
અપકિર્તી આણી કરી મારો ખોળ્યો સંસાર. અરે૦
બજાર દુકાને બેઠો નહીં, નહી વણજ વેપાર;
વસ્ત્ર પે'રી ફરતો ફરે, શેહેર મધે કુમાર. અરેરે૦

સાહેજલદે.-

જાઉછુ તજીને પ્યારા નગ્ર હું આ વાર—એ રાગ

કાળજુ બળે છે મારૂ, સ્વામીજી અરે;
અંતરમાં અગ્ની ઉઠયો, જાણે કરૂં ઘાત; ટેક.
કુળ ધર્મ મુકી એણે, કુડુ કીધુ કામ;
ભામની સંગાથે ભુલ્યો ભ્રષ્ટ કીધી જાત. કાળજુ
જૈનનો પવીત્ર ધર્મ મુકયો એને આજ;
તજયો સ્નેહ સગાનો વીસાર્યાં માત તાત. કાળજુ
કુખમાં શું પાકયો આવો કુળ બોળુ સુત;
અવીવેકી પુત્ર કેરી સાંભળીને વાત. કાળજુ

સદારૂળ.— રાગ પીલુ બરવાની ગરબી.

આ જગછે આળ પંપાળ માયા મુકોને—એ રગ
કેમ નયણુ ભરે જળધાર સુંદરી મારીરે;
એમાં કોનો નથી જરા વાંક કસુરછે તારીરે. ટેક.
નાનપણે હુલરાવ્યો કુંવરને કટુ વચન નવ કીધુંરે,
માગતા પહેલુ પાણીને સાટે દુધ લાવીને દીધું. સુંદરી;
અવળુ કામ કરે કદી તોપણ ના ધમકાવ્યો નામરે;
સ્વતંત્રતા આપી સહુ ઘરની તેથી બન્યુ આ ામ. સુ૦
લાડકવાયો સુત કરયો ને છલકાવ્યો છે છેક,
તેથી આજ પસ્તાવો પામ્યા તરૂણે મુકયો ટેક. સુંદરી
કિર્તિ લાખેણી ઝાંખી કીધી લુચ્ચો લોકમાં ઠરીયોરે;
કુળનો મારગ મુકીને એણે સંગ ગુણકાનો કરીયો. સું
આવી રીતે માતપીતા અતીશે ઉદાશી કરતાં દીવસ નીગંમન કરેછે અને ચાર પાંચ દીવસ થયા એટલું સુગતીવિલાસ પોતાના પીતાને ઘેર અમથો આવેછે અને તે ન્નેઇને તેનાં માત પીતા તેને શીખામણ દેછે.

**સાખી/ઝુલણા—** રાગ ગોપીચંદનો.

મુજ લાડકવાયા કેમરે મોહયો તું ગુણકા નારને;
ઘડીએક ઘરમાં ન આવે આપણ મોટી જાત.
ગાનતાન ગુલતાન બન્યોછુ, પણ શ્રાવકની નાતરે. મુજ૦
શું તુ આમ કરે સુત મારા ધર્મકુળનો જાય,
નથી આપણે નારૂ કારૂ, જગમાં હાંસી થાયરે. મુજ૦

કુળદીપક તું કુંવર માહરા આશું સુઝયુ આજ;
શો ટોટો તુજ ઘેર દીસેછે, કીધું અધર્મનું કાજરે. મુજ૦
નહી શોભા આપણુની એમાં કરી વેશ્યાનો સંગ;
લુચ્ચો લુચ્ચો સહુકો બોલે, ઢાંકયા ન રહે ઢંગરે. મુજ૦
જૈનધરમ જાતે વહેપારી ના રહે કંઈ વહેવાર;
દેશ વીદેશે ફુંટી વાગે, તજીઓ તન આચારેરે. મુજ૦
પરનારીનો સંગ કરે તે નિસ્ચે ભોગવે નર્ક;
કહે શાસ્ત્ર સહુ જૈનધર્મનાં, સ્વપ્ને ના મળે સ્વર્ગરે. મુજ૦

**સાહેજાલદે—** શીખરણી છંદ.

અરે શાણા મારા સમજ મન રાખો ધરમની;
નઠારી તે રીતી અધીક તુજને છે શરમની.
દીસેછે તું ડાહ્યો ઘટીત નહીં કૃત્યો તુજ કરે;
નથી સારૂ આતો ઉલટી રીતે એ તું અનુસરે.

**સુમતીવિલાસ.—** ગીતિ.

આવ્યો હું ઘરમાં કે બકવા લઈને બેસો છો બંને;
તે કારણ નહી આવું હવે કદી હું અકળાઉ મને.
લાજ સહુ મુકાવી માતા થઈને અરે તમે મારી;
વસ્યો જાત વેશ્યા ઘર હવે રાખુ શી શરમ હું તારી.

એમ કહીને છણકા કરતો એકદમ ઘરમાંથી ચાલ્યો જાયછે.

**સાહેજાલદે—** ગીતિ.

અંગારા સરખો આ અભાગીયો સુત કયાં પ્રગટયો મારે;

બળી જાઉછુ દેખી વચન કહેલાં મનમાં નવ ધારે.

**સદાફળ-** રાગ મેવાડો.

તું કેમ રડે છે નારરે થાવાનું તે થશે. ટેક

અકળાઈને અડધી થઈ છે કાયા છેક બેહાલ,

અન્ન જમુ અતા ઉદાશ દીશે પ્રગટયુ તનમાં સાલરે. થા૦

રોગી સરીખો દેહજ દીસે અગની અંતર માંય;

બળુ બળુ તન થઈ રહયું છે દીન દીન કાય સુકાયરે. થા.

ડાહી થઈ શીખ આપતી અમને તે કેમ દીસે ઉદાશ,

છઠી તણા જે લેખ લખાવ્યા વરયો વેશ્યાની પાસરે. થા.

વાંક પડે કદી વરણાગીયાનો તો નવ દીધી શીખ,

માગ્યું ધન વાપરવાને આપ્યું તેથી તજી તણુ બીકરે. થા.

મોઢે ચડાવી મોટમ આપી લાડકવાયો કીધ,

દાબ ન રાખ્યો દીકરા ઉપર તે ફળ આજે લીધરે. થા.

કાલે જાઉ દરબારમાં પ્યારી વીનવું હું તો રાય,

અરજી કરૂ અબળાની ઉપર કારજ આપણું થાયરે. થા.

―◇―

## પ્રવેશ ૬ ઠો.

## સ્થળ રાજ્ય દરબાર.

( સદાફળ શેઠ રાજાની પાસે જઇને ફરીયાદ કરે છે, અને રાજા સદાફળને મોટા ધનાઢ્ય શેઠ જાણીને સઘળી વીનાતી સાંભળે છે.

**સદાફળ—** પીયુને તજાવનાર—એ રાગ.

સાંભળો રાજાજી મારી વીનતી તમે;
અરજી પોકારવાને આવીયા અમે. સાંભળો.
શત્રુ સમી વેશ્યા કામસેના તો થઇ,
સુમતીવિલાસ પુત્ર વશ્યો ત્યાં જઇ. સાંભળો.
દીન રાત ગુણકાના ઘરમાં રહે,
કરે છે એ કામ જેવું વિનતા કહે, સાંભળો.
કલંક ચઢે છે સુત એ કપુતથી,
શીખ દેઇ થાકી ગયા ગાંઠતો નથી. સાંભળો.
અરજ હું કરૂં છું તેથી આવી આપને,
ગુણકા પાસેથી પુત્ર અપાવો મુને. સાંભળો.

**રાજા—** કેમ ખોલું પ્રીતમ ઘુંઘટો—એ રાગ.

રાજા કહે સુણો શેઠજી ફરીયાદ તમે શાની કરો,
સહુ દાદ લીધી ધ્યાનમાં ફોગટ તમે અથડઇ મરો રા.
વળી કાયદા તપાસતાં કંઈ વાંક તો દીસતો નથી,
કહો કેમ કરીને દંડ દઇએ નાર ગુણકાને કથી. રાજા.
કહો ચોર ચોરી કારણે કો ગ્રહસ્તના ઘરમાં જશે,
પકડાયો જાણી તાત તેનો દાદ માગવા આવશે. રાજા.
દીવાનો થઇ કો દીકરો જઇ કુપમાં પડશે કદા,
તે વાંક કોના શીરપરે મુકીને આપુ આપદા. રાજા.
અભાગ્યણી થઇ નાર કોની આપથી મરવા પડે,

તો કહો તેનો દોષ શાનો કોઈના ઉપર ચડે. રાજા.
તે પેર પુત્રજ આપનો જઈને વરચો વેશ્યા ગ્રહે,
તેમાં શો વાંકજ નારનો શાનો ગુનો તે પર રહે. રાજા.
નથી દંડ દેવો યોગ્ય કોનો ચાલો જઈ સમજાવીયે,
ગુણકાને કહી એ વાત આપે સુતને તો લાવીયે. રાજા.
નહી જોર ચાલે આપણું નથી કાયદાની રીત એ,
આપે કદી સમજાવતાં તો લાવીયે ખચીત એ. રાજા.

સદાફળ— પકુછું વિછુટો પ્રિયા—એ રાગ.

પધારો ગુણકાને ઘેર એતો સારૂ નહી,
હજુરનો હુકમ હોયે તેડી લાવું અહી. પધારો
મહીપતી આપ રૂડા, એ છે વેશ્યા નાર;
નીચ ઘેર ઊંચ જાયે, નથી એ વેવાર. પધારો.
તે માટે શીપાઇ મુકી, બોલાવો આ વાર,
સમજાવીને સુંદરી છે નઠોર કુલટા નાર. પધારો.

રાજા.

રાજા કહે ના જાઇશું ગુણકા કેરે ઘેર,
સમજાવી એ મહેલમાં એને કહીએ સઘળી પેર.
(રાજા તથા સદાફળ સેઠ ગુણકાને ઘેર જાય છે.)

# પ્રવેશ ૭ મો.

## સ્થળ ગુણકાનું ઘર.

રાગ માઢ.

પધાર્યા પૃથ્વીપતી આજ આળસુને ઘેર ગંગરે
થયું પાવન ઘર માહરૂ અને રશીયા જાગ્યા રંગરે પધાર્યા.
અમ્રતની વૃષ્ટી થઇને સોને ઉગ્યો સુર,
નવે ગ્રહ મુને રીઝીયા આજ ભાગ્યોદય ભરપુરરે. પધા૦
સચીવની સંગાથે સ્વામી આવ્યા આંગણે આજ;
કહો આજ્ઞા શી દાશી ઉપર કૃપા કરી મહારાજરે; પધા૦
શીર ઉપર ઉઠાવું આજ હુકમ હોય હજુરરે,
ફરમાવો મહીપાળ મને હું જાણવા આઉ જરૂરરે. પધા૦

**રાજા** **આશાગોડી**

માનો વચન એક મારૂ આજ તમે માનો વચન એક મારૂ ટેક
શેઠ તણા સુત સુમતિવિલાસને,
પાછો આપે તો સારૂ, આજ તમે૦
ઉત્તમ આબરૂ ગ્રહસ્ત ગણાય,
કહેવાય જગમાં નઠારૂ. આજ તમે૦
માત પીતા કલ્પાંત કરેછે,
નીશ દીન સાંજ સવારૂ. આજ તમે
છે કુળમાં લાંછન એ ભારે;

માટે અપાવવાનધારૂ. આજ તમે૦

મારૂ વચન મિથ્યા નવ કરશો,

આવ્યોછું હું તે સારૂ. આજ તમે૦

**કામસેના**--

સુણો દિલ્લી તખ્ત ધરનાર. એ રાગ

માનો મહીપાળ મારૂ વચન. છબીલો હું તો નહિ છોડું રે. ટેક

આપ કહો તો અરપું મારૂ તન. છબીલો૦

છે સુમતિવિલાસ મુજ પ્રાણ. છબીલો૦

સુણી વચન લાગેછે મને બાણ. છબીલો૦

જીવ એક અને જુજવીછે કાય. છબીલો૦

થાય જુદાઇ જરૂર જીવ જાય. છબીલો૦

મારે અવર શું નથી ઓળખાણ. છબીલો૦

નકી વળગ્યો છે સેઠ સાથે પ્રાણ. છબીલો૦

નથી ધનસારની આ રીત. છબીલો૦

મારી પરાણે તોડાવશો ન પ્રિત. છબીલો૦

કીધી શેઠની સીફારશ રાય. છબીલો૦

કરવા આવ્યા છો અવળો ન્યાય. છબીલો૦

નવ લેશો હવે નામ આદીરા. છબીલો૦

ભલે કાપીને લ્યો મારૂ શીસ. છબીલો૦

(આવું ગુણકાનું બોલવું સાંભળીને સદારૂળ ઘણા દીલગી ર થાયછે અને છેવટ વીચાર કરીને કહેછે.)

**સદાફળ—**

કહું શું નશીબે દુખીયા કીધાછે—એ રાગ

અરજ સુણી માનો વચન અમારૂ;
જો સુતને આપો તો થાય સારૂ. અરજ સુણી
લગન લીધુ પરણાવા કુંવરને,
જો નહી આવે તો દીસે નઠારૂ. અરજ સુણી
માટે આ વીનતિ ઉરમાં ધરીને,
સુંદરી વાત શું ઝાઝી વિસ્તારૂ. અરજ સુણી
પરણાવીને ઝટ મોકલુ પાછો,
એ પેરે કરવાને મન વીચારૂ. અરજ સુણી૦

પ્રધાન રાજાની આજ્ઞાથી ગુણકાને કહેછે.

ગીતિ.

આજ્ઞાછે રાજાની માટે આપો સત્ય વચન માની;
પાછળથી પસ્તાશો જો નહીમાનો થશે ઘણી હાની.
સુતને પરણાવીને પાંચ દીવસમાં એ પાછો આપે;
નિસ્ચે માનો નારી શું કરવાને નાહક સંતાપે.

**કામસેના—** ગજલ

હુકમ ચડાવું શીર સ્વામી આપનો હજુર;
સુમતિવિલાસને ઘેર મોકલું જરૂર.
પણ મુદત વિત્યા પછી જો ન આવશે;

તો તો જાણજો આ મારો જીવડો જશે.
પલક એક વરશ સમી થાયછે મુને;
કેમ જાય દીન શું કહું શું આપને.
શું કરૂં ઉપાય નહી આપ આવીયા,
શેઠ તરફની તો સીફારશ લાવીયા.

(સુમતિવિલાસ ઘેર જાય છે તે વેળાએ કામસેના કહેછે.)

ઓધવજી સંદેસો કહેજો શામને. એ રાગ

શું મુજને મુકીરે પીયુજી ચાલીયા;
પલક એક મુને વર્શ સમાણી થાયજો.
અકળાઉં અંતરમાં આપ વીયોગથી,
શી રીતે આ રજની મારી જાયજો. શું મુજને ટેક

નાથ તમારૂ મુખડું જોઇ રાજી રહું,
જેમ ચકોરને ચંદ્ર સંગાથે પ્રિતજો;
જુઓ વળી જળમીન વસે છે એકઠાં;
જાણો સ્વામી એવી મારી રીતજો. શું મુજને૦

વાયદારે કરતાં તો દીન અધીકા થશે,
તો તો પ્રિતમ પ્રાણ માહારા જાયજો,
આજ થકી જપમાળ જપુછુ આપની,
સ્વામી મારા ચિત્તમાં ચટક થાયજો. શું મુજને૦

સુમતિવિલાસ, સદાફૂળ, રાજા પ્રધાન વીગરે સર્વ પોતાને ઘેર જાય છે; )

## પ્રથમ અંક સમાપ્ત.

# अंक २ जो

## પ્રવેશ ૧ લો.

### સ્થળ સારંગપુરમાં સોમચંદનુ ઘર.

**વીમળમતી**

અરે નાગુદી આ શું કીધુ બુરૂ કામ. એ રાગ.

સુણો મુજ સ્વામી રૂડી એક વાત;
દીસે કેવી લીલાવતી નીજ જાત.
થઇ બાળ ફીટી ને જોબનકુમાર,
વળી યોગ્ય ઇચ્છછે વરવા ભરથાર.
માટે એનો તાકીદ વીવાહ કરો;
જોઇ યોગ્ય વરને તે ઝટ આદરો.

**સોમચંદ**—

કહે શાણુ સાચી તું સૌ વાગતા;
પ્રિયા શબ્દ સુધા સમા લાગતા.
લખ્યો તો મેં વેવાઇને પત્ર એક,
આપ્યો તેનો ઉત્તર કરીને વીવેક.
કરો લગ્ન તેનું થશે આણુ કામ.
વળી આદરો વીવા રાખીને હામ;
લઇ લગ્નને સંદેશો લાવજો;

રૂડો પત્ર તેનો લખી આપજો.
હવે કાલ જોશીને પુછુ અમો,
રૂડો કયારે આવે લગનનો સમો.
પુછી શાસ્ત્રીને નકી કરશું જ આજ;
પછી આદરૂ સર્વ વીવાનું કાજ.
લખુ પત્ર વેવાઇને પ્રીતથી;
આવો જાન લઈને રૂડી રીતથી.
મળી આપણી છે સમાણીજ જોડ;
સહુ વાત પુરી કરો પહોંચ્યે કોડ.
વળી મોટી નાતો ને લાહાણાં કરો,
મળે જરા મોટો તેવું આદરો.
બાંધો માંડવો હાંટી તણતા મુકી;
રહે ઝમરૂખા તેની મધ્યે ઝુકી.
આવી રીતે વીચાર કરીને પછાં કોસંબી નગરીના સદાફળ
શેઠ ઉપર લગન નકી કરીને પત્ર લખેછે.

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ કોસંબીનગરીમાં સદાફળનું દીવાનખાનું.

**સદાફળ—** રાગ ઓખાહરણનો.

સુણ પ્યારી તું મારી વાત,

આજ થાઉ હું અતી રળીયાત.
પત્ર વેવાઇનો રૂડો આવ્યો,
ગોર વીવાહની વધાઇ લાવ્યો.
લગન સાતમને શોમવાર;
લીધુ મૌરત ત્યાં નીરધાર.
લગન વચ્ચે રહ્યા દીન થોડા,
થાવા સાબેલા મંગાવો ઘોડા.
વળી પાલખીને સુખપાલ;
વાજાં છત્રીશ વાજે વિશાળ.
રૂડી રીતે વીવાહજ કીજે;
આજ લાખેણો લાવો લીજે.

સહેજલદે —

વહુ લીલાવતિની સાંગે;
આજ પરણશે પુત્ર ઉમંગે.
એથી અધીક હવે શું દીસે,
હર્ષ વાપ્યો છે આજ અતીશે;
મને સાસુજી કહી પાય નમશે;
જોઇ જોડી એ મુજને ગમશે.

માંડવામાં ગ્નાતીનાં બૈરાં ગાવા આવ્યાં છે તે ગાયછે

ગીત— વીવામાં બૈરાં જોડકડાં ગાયછે તે રાગ

આજેછે આનંદ કેરી હેલી

મળીઓછે સાથે સર્વ સાહેલી;
ઓચ્છવ થાય છે આપણે ઘેર,
પરણેછે પુત્ર થઇ લીલા લ્હેર
વાજાં રૂડાં વિવિધ પેરે વાજે,
ખુશી થાય સાંભળી એહ અવાજે;
લીલાવતિ કેરૂં ભાગ્યજ ભળીયું,
જેકુ તેને સુમતીવિલાસનું મળીયું.
સુપડે સાકર આજ વહેંચાઇ,
પરણેછે સુમતિવિલાસજ ભાઇ.
જુઓ પેલા ભવનાં તો ભાગ્યજ ભળીયાં;
જોડાં બેઉ સરખે સરખાં મળીયાં.

આવી રીતે સર્વ બૈરાં ઘણીવાર સુધી ગાયછે અને પછી લહાણી અને સાકર વહેંચાયછે તે લઇને સર્વ વીદાય થાય છે. અને પછી મોટા દબદબાથી સદારંગ જાન લઇને સોમચંદને ઘેર જાયછે અને સુમતિવિલાસનો લીલાવતી સાથે હસ્ત મેળાપ થાયછે અને આનંદથી પરણીને પોતાને ઘેર લીલાવતિને તેડીને આવેછે.)



## પ્રવેશ ૩ જો,

## સ્થળ કામસેના ગુણકાનું ઘર.

સુમતિવિલાસ વાયદા પ્રમાણે આવ્યા નહીં તેથી દીલગીરીમાં કામસેના પોતાના મનમાં કહેછે.

**કામસેના**— રાગ સીતાજીના મહીનાનો.

અરે દૈવ હવે શું થાય વિયોગ વેઠ્યના,
થયો વાયદા ઉપર દીન એક મુજથી રહેવાયના;
મારી સેજ દીસે સુનકાર સુની સ્વામી વીના;
જરા ગોઠે નહી ઘરમાય વેઠાય ના વેદનાં.
પળે પળે પોકારૂછુ નામ હે સુમતિ તમતણું,
આપી વચનને વાહી છેક તેથી હું બળુ ઘણું.
મારા રાજીવ લોચન નાથ વીયોગી શું થયા;
હવે કેમ કરી જાશે દીન કહો શું રીસાવીયા.

(આવી રીતે અતીશે આક્રંદ કરેછે અને એટલામાં સુમતિવિલાસ આવેછે, તેથી અતીશ ખુશી થઇને કહેછે).

## હોરી.

સાવરા મત ડારો પીચકારી. એ રાગ
ભલે પધાર્યાં પ્રિતમ મારા. ટેક.
આજ આનંદની હેલી પ્રગટી,
ઉલટી હર્ષની ધારા;
વિયોગ ટળીને સંયોગ થયોછે;
આવીયા દીન સુખારા,
સમારૂં સેજ હું સારા. ભલે પધા૦
આ ફુલહાર ગુલાબ તણો જે;
પહેરો પ્રાણ આધારા;

બીડી પાન તણી કરી લાવું.
મુકુ હું મુખમાં પ્યારા;
થશોમાં ક્ષણ એક ન્યારા. ભલે પધા૦
ફુલપિછોડીથી પલંગ બીછાવું,
ઊ-તમ અ-તરધારા,
મોજ કરો મુજ સંગે મોહન,
થાઓને શામ સુખાળા;
વહે રૂડી પ્રેમની ધારા. ભલે પધા૦

## સુમતીવિલાસ

તેંતો ઘટમાં ઘર કીધુ વાલમ વરણાગીયારે--એ રાગ
તેંતો વશ કીધોછે વિનતા મુજને વાલથીરે, [૨) ટેક
મંદ હસે ચિતડુ ચોરાયુ. કાળજડુ તેથી કોરાયું.
લલના તારી લટકંતીછે ચાલથીરે. તેંતો
ઘડીએક જુદા જો થાઉ, તો મનમાં હું બહુ અકળાઉ;
પીડ થાય મુને અંતર વ્હના સાલથીરે. તેંતો
ગમે નહી મુજને કો ઘરમાં, શત્રુસમ જાણુ અંતરમાં;
ના ઓઢે મારો જીવ પરણેલી નારથીરે. તેંતો
પ્રેમપાશ બંધાયો દારા, ઘાયલ બનીયો રૂપ જોઇ તારા;
લીલાવતિ પણ છોડી આવી ત્યારથીરે. તેંતો

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ સદાફળના ઘરમાં લીલાવતીનું શયનગ્રહ.

(પોતાના પતિ સાથે સુતી હતી પણ પતિ તેને નિ-દ્રાવશ થએલી જોઇને છાનોમાનો ગુણકાને ત્યાં જતો રહયો તેથી જ્યારે ઉઠીને જુએ છે તો પતિને પલંગમાં દેખ્યા નહિ તેથી ઉદાશ થઇને કહેછે.)

**લીલાવતી**— રાગ માઢ.

એકલી મુકી ક્યાં ગયારે અચાનક આશો કોપ.
સુતા હતા મુજ સેજમાં સ્વામી મુકી ગયા કયાં દુર,
ટળવળતો અંધારે છોડી કેમ થયાએ ક્રુરરે.૦ અચાનક૦
પ્રથમ સ્વામી સમાગમે, આશું કીધું કામ;
ટળવળતી મુકીને મુજને, ગયા ગુણકાને ધામરે. અચાનક૦
પરણતાં પહેલાં સાંભળ્યું હતું, છે વેસ્યાનો યાર;
તે સરવે સાચું પડયું આજે, માન્યું મેં નિરધારરે. અચા૦
નિસ્ચે જાણું નાથ ગયાએ, ગુણકાના ઘરમાંય;
ઊંઘતી જાણી શામ સીધાવ્યા, બાકી ન રાખી કાંયરે અચા૦
અરે હાય આ સંટક મુજથી, કેમ વેઠાશે આમ;
હું એકલડી આંહી ઝુરૂછું, વર વેસ્યાને ધામરે. અચા૦
મુજસમી અર્ધાંગના છોડી, બાવળ શું જીવ જાય;
કલ્પલતા તરૂ મંડપ મુકી, કાગ લીંબોળી ખાયરે. અચા૦

અધમ જાતીને માન આપેછે, મુજને દે અપમાન;
હંસ સારીકા કોયલ મુકી, ઘુડનું સાંભળે ગાનરે. અચા૦
કહ્યાં જાઉંને શું કરૂ હું, કોને કરૂ જઈ વાત;
નિષ્ફળ આશા થઇ સહુ મારી, જાએ ના વેરણ રાતરે. અચા૦

રાગ. સીતાજીના મહીનાનો.

અરે દૈવ કર્યો શો કોપ, દીધુ દુખ આવડુ;
નીશા અંધારીમાં આ ધામ, એકલડી અહાં રહુ.
આવી દુધ પીવાની આશ, પાણી પણ ના મળ્યું;
જાણ્યો સાકર મીઠો સ્વાદ, ઝેર ઝાઝુ ભળ્યું.
જોઈ ચતુર પુરૂષનાં ચિન્હ, સ્વામી મેં આદર્યો;
જાણી કસ્તુરી નિપજ્યું કથીર, ગેબી દીલ ઘા કર્યો.
થયો પરવશ દીસે પ્રાણ, આવે ઘેર ના ઘડી;
હું તો જોઉછું વાલમ વાટ, ઊંચી મેડી ચડી.
અરે દહાડામાં દસવાર, ખડકીએ જોઊ ખડી;
નવ દેખતી નજરે નાથ, મરૂછું રડી રડી.
રૂડા મેડી ઝરૂખા ગોખ, ગોઠે નહિ આ સમે.
જાયે રડતાં મારી રાત, વિરહ તનમાં દમે.
મને સ્વામી વીના સમશાન લાગે છે સાસરૂ;
કહો કોનો અહીં આધાર, એકલડી અહી ખરૂ.
જોઇ સોનુને કીધો સંગ, વીચારી વાતડી;
તેતો નીકળ્યુ કર્મ કથીક, બળે જોઇ છાતડી.

મુકી ચાલ્યા છો ઉજડ અવાસ અંધારે રડવડું;
લાગે બીક હુ અબળાનાર અરે અથડાઇ પડું.

લલીતછંદ.

અરર આ પ્રભુ કોપશો કર્યો,
મમપતિ જુઓ ગુણકા વર્યો.
અધિક હેત તે ઉપરે રહે,
કરમની ગતી કોણરે કહે.

શિખરણીછંદ.

પિતા માતા તુને જગપતી કહુંછું કરગરી;
કરૂં શું હાવે નવસહન થાયે ફરી ફરી;
અતીશે પીડછે મમપતી હવે હું શું કરૂં.
નથી સહેવાતુ પરપુરૂષ પ્રિતી કેમ ધરૂ,
વર્યો વેશ્યા સંગે જરૂર મુજથીતો તજીમયા;
વિલાસી મુકીને અધમ જાતીને ઘેર ગયા.

આવી રીતે અહરનીશ વિલાપ કરતી થોડા દીવસ રહીને પોતાને પીયરથી તેડવા આવે છે માટે જાય છે.

---

## પ્રવેશ ૫ મો.

## સ્થળ લીલાવતીના પીયરમાં પોતાનો એકાંત અવાસ.

લીલાવતી સાસરે જઇ આવી માટે તેને મળવાને તેની સખી આવેછે.

ગીતિ.

અરે દીસે ઉદાશી સાસરે જઇ શું શરીર સુકાયું,
કહેને શું દુખ આવું સરી સરીખુ મુખડું કરમાયું.
કહો સાસુએ દુભ્યાં કે સસરાએ વચન કંઇ કીધુ,
શું સ્વામી રીસાયા કહોને બેની દુખ કોણે દીધુ.

**લીલાવતી-** રાગ ઝીંઝોટી.

નાથ કેસે ગજકો બંધ છોડાયો—એ રાગ.

કહું શું વાત પતીની પ્યારી.
મુજ વર વેસ્યાનો યારી. કહું શું૦ ટેક
પહેલે આણે સાસરે હું શીધાવી,
પવિત્ર પીયુને ધારી.
આશ ઘણી મળવા મોહનવર,
હર્શ ભરયુ દીલ ભારી. કહું શું
સાંજ પડી મેં સેજ સુધાર્યા,
ભોગવવા સુખ ભારી;
વાટડી નીરખીને નાથની બેઠી;
હાંશ હૈયામાં ધારી. કહું શું૦
સુખ આશે ગઇ સ્વામી પાસે,
અંગ સુ કેશ સુધારી,
પણ નિંદ્રામાં મુકી મુજને;
વહાલા કરી પરનારી. કહું શું૦

અરે બેન હવે આ ભવમાં હું,
સ્વામીનુ સુખ પરવારી;
ગુણકા સંગે ઘર માંડ્યું છે,
શું કહુ વાત વિસ્તારી. કહું. શું

દુખતણી શી વાત કહુ હું,
રોતાં રજની જાય મારી;
એકલડો અંધારે સુઉછુ,
ડર લાગે દુખકારી. કહું શું૦

દીવસ દસ હું રહી સાસરીયે,
બોલ્યા નહી સંગ મારી;
એ દુખ કેમ વેઠુ હું બેની,
વેશ્યાને વહાલી ધારી. કહું શું૦

લલીત છંદ.

અરરર બેન શું દુખ હું કહુ;
અતિ વિયોગમાં સર્વદા રહુ.
વિરહ વેદના કાળજુ બળે,
અરરર દુખ એ કોણરે કળે.
પ્રથમ પાપ મેં બાહુ કીધા હશે;
ફળ મને સહુ પ્રાસરે થશે,
પિયુ સંયોગના હર્શ રે બહુ,

વ્યરથ થઇ ગયો તેહરે સહુ
અધિક દુખીયો જન્મ આપીયો,
પર વિભોગી આ કંથ ભાગીયો.

(આવી રીતે બોલતાં બોલતાં લલીતાની આંખમાંથી આંશુની ધારા ચાલે છે તે જોઇ તેની સખી કહેછે.)

**રત્નમંજરી**— બનજારા.

કલ્પાંત કરે શું પ્યારી, સહુ વાત થશો હરી ધારી. ટેક.
મનમાં તુ શીદ મુઝાયે, ધારેલુ ધણીનું થાયે;
રાખુછુ તુજને ધારી. સહુવાત૦
મારા સમ મનમાં આણુ, તુજ સંકટ સહુ હરી જાણુ;
માટે જપ જીન સુખકારી. સહુવાત૦
થઇ રડતાં આંખો રાતી, દુર્બળ દીલમાં ગભરાતી;
દીસેછે દીલ દુખકારી. સહુવાત૦
છુ ડાહી તને શું કહીયે, સમજીને મનમાં રહીયે;
છે ગતીકર્મની ધારી. સહુવાત૦
સુખ દુખ સૌ સરખુ ગણવું, મોટાનું વચન મુખ ભણવું;
જપવા શ્રી જીન મોરારી. સહુવાત૦
સાસન સમરે સુખ થાશે, સહુ દેહતણાં દુખ જાશે.
આ છે સીખામણ સારી, સહુવાત૦

**લીલાવતિ**—ઓધવજી સંદેશો કહેજો શામને—એ રાગ.

પાપ અધીક મેં પેલે ભવ કીધાં હશે,

સાધુજનને આપેલા સંતાપજો,
નિરદય થઇને જીવ ઘણા સંતાપીયા;
તે કારણ હું પામુછુ પરીતાપજો.
સાચુરે કહુછું હું શાણી તુજને. ટેક૦
છાની થાપણ રાખી પન્યંને પરહરી,
દીધી હશે મેં ગુરૂજીને બહુ ગાળજો;
અણગળ જળ વાપરીયાં મદ મનમાં ભરી,
કે તોડેલી સરોવર કેરી પાળજો, સાચુ૦
એવા પાપે આ ભવ મુજને મેલીને,
વરીયા સ્વામી વેસ્યાની સંગાથજો;
આ એળે ભવ મારો ખોયો આજથી,
મિથ્યા ઝાલ્યો મેં ચોરીમાં હાથજો. સાચુ૦
જાગે ઘાત કરૂં હું મારા દેહની,
કેમ સાંખી રહુ સ્વામીના સંતાપજો,
સાસરીએ જાવું તે શું સુખ માણજો;
ગોઠે નહી સંસારમાં માને બાપજો. સાચુ૦

(એટલામાં લીલાવતીની મા આવેછે. અને તેને ઉદાસી એ
લી જોઇને પુછેછે.)

રાગ કાફી જીદઓ તાળ કવતી ઠેકો.

દુખ ૧૦દસે કેમ દીકરી મારી બોલને લાડકવાઇરે;—ટેક

શામથ યુ મુખ શા થકી બની છેક કાયા કરમાઈરે;
શું સાસરીયાં દુભ્યાં તુજને અણગમતું થયું કાંઈરે. તુ૦
કટુ વચન કહ્યા કાંણુ કીધુ કે નણંદ વગોવાઈરે.
અણમાનીતી થઈ પીયુને તે કહેને સૌ ગાઈરે. તુ૦
આંખો થયો તુજ રંગ લાડકી ફીકુ બદન પડ્યું બાઈરે;
સાચુ બોલ સલક્ષણી બેટી મારા સમરે. તુ૦

**લીલાવતી—** બેડો બાઇ બુડતો તારોરે એ રાગ.

કાહુ શું વીનતિ મારીરે બળશે સુણી છાતડી તારીરે;
પરણ્યા પછી હું ગઈ સાસરીયે સ્વામીની સંગાથ.
માન મળ્યું માતાજી સૌનુ પણ તરછોડી નાથ;
વસ્યો વેસ્યા ઘર સ્વામીરે, તેથી ઘણુ દુખડુ પામીરે.
લંપટ થઇ દીન રાત રહે ત્યાં રાખી રંડા શું પ્યાર,
માત પીતા અકળાય અતીશે પણ નવ સમજે ગમાર.
કરી વેસ્યા શું યારીરે, બન્યો પીઉડો વ્યભીચારીરે.
એ જોઇને અંતરમાં મુજને આવ્યું અતીશે દુખ,
રાત દીવસ રૂદન કરતાં આ ઠરમાયુ મુજ મુખ.
ફીકર મુને થાયછે માડીરે, આવે અકળામણુ દાડીરે.

[આંખમાં આંસુ આવેછે.)

**માતા—** રાગ સદર.

સુણો વાત અંતર મુજ દાઝે ઓ વહાલી કુમાર;

લખ્યા લેખ વીધાતાએ તે મીથ્યા નહી કરનાર.
પ્રભુનુ ગમતુ થાશેરે, વીચારયુ મિથ્યા જાશેરે;
નાખ નહી નિશ્વાસ અતીશે ના થા બેની ઉદાશ,
ઉજળુ દુધ ગણીને દીધી નીકળી ખાટી છાશ;
મણી મર્કટને આપ્યોરે કાગ કંઠ હારડો સ્થાપ્યોરે.
બાઈ સદા મહીયરમાં રહેજે શી તારે ચીંતાય,
ખાઓપીયો દીન નિર્ગમો બેની સુખે ભજો જીનરાય;
ફીકર નવ રાખશો બેનીરે, કંથ કુલક્ષણો તેનોરે.

(પછી સર્વ કામે વળગેછે અને ઘણા દીન વહી જાયછે)



## પ્રવેશ ૬ ઠો,

## સ્થળ સોમચંદનું ઘર.

[સદારૂળ ઘણા દીવસ થયા માટે પોતાના પુત્રની વહુને તેડવા આવે છે અને ગાડી બહાર છોડી શોમચંદના ઘરમાં પ્રવેશ કરેછે એટલે.)

**સોમચંદ—** રાગ ગરબી.

સાંભળરે તું સજની મારી રજનીક્યાં રમી આવીજીએરાગ
કોણ તમે છો ક્યાં થકી આવ્યા કયુ તમારૂ ગામજી;
પુછયા વગર કેમ ઘરમાં પ્રવેશ્યા શું છે તમારૂ નામ. સાચું૦
શી જ્ઞાતીછો શાથી આવ્યા કામ અહીછે કોનુંજી,
વાત કરો સરવે વિસ્તારો રાખો નહી કંઇ છાનું. સાચું૦

**સદાફળ.-**

નગરી છે કોસંબી મારી સેઠ સદાફળ નામજી;
પુત્ર વધુ લીલાવતીને તેડી જવાનું કામ. આણુઆવ્યા.
શું પુછો સગપણ છે આજુ કેમ થાશે જુદાઇજી,
પીછાણો નહી કે ક્રોધ કરો પણ આપણ બે વેવાઈ. આણુ

**સોમચંદ**-જોગીંદ્રપાણું શીવજી તમારૂ મેં જાણ્યું રે-એ રાગ.

વાક્ય વદો તમે શેઠ વિચારીરે,
ગાંડા બન્યા કે ગઈ અક્કલ તમારીરે. વાક્ય. ટેક.
ક્યારે ગાજ્યો ને ક્યાં ગડગડીઓ,
ક્યારે પડી મેઘની ઝડી ભારીરે. વાક્ય.
કોણ તમે છો કોણ અમે આ,
પુત્ર વધુ અહી કોણ તમારીરે. વાક્ય.
વાત મેં સરવે તમારી તો જાણી;
આવે નહી કદી પુત્રી અમારી. વાક્ય.
આવ્યા હતા તે વાટે સીધાવો,
નથી લીલાવતી હવે તમારી. વાક્ય.

**માતા**- લેલી લેલી પુકારૂમેં બનમેં-એ રાગ.

પુત્રી પ્રાણ સમી છે મા'રી, નથી આશાએ બેઠી તમારી;
આવ્યા તેવા તમે ઘેરજાઓ, અહી મિથ્યા ખોટી શીદ થાઓ.
હવે ઝાઝું કહે શું થાય, શાણાને તે તુરત સમજાય;
નથી વાટમાં પુત્રી એ બેઠી, કદી દુખની ઘડી નવ દીઠી.

શું કહીયે કે'વાયછે ઝાઝું પાણ અંતે છું ને હું લાજુ;
ભોગ લાગ્યા તે એ ઘર જોયું, મિથ્યા જીવતર પુત્રીનું ખોયું.
ફાગ ફોટે આ હંસલી બાંધી, કેળ સંગે કૌવચને સાંધી.
થયું ભૂંડુ એ પુત્રીનું ભાગ્ય, એના સગપણમાં ઉઠી આગ્ય.
(આવું સાંભળીને સદાફળ તુરત ઘેર વીદાય થાય છે.)



## પ્રવેશ ૭ મો.

## સ્થળ સદાફળની હવેલી.

**સદાફળ**–(મનમાં)

પકુછું વીંખુટો પ્રિયા–એ રાગ.

અપમાન હું પામ્યો આજે એ પુત્રથી અપાર,
અંગારા સરખો ઉઠયો આ કુળ મધે કુમાર. ટેક.
કહેતા હતા સૌ શેઠજી નમતા હતા સૌ લોક,
થયો આ વેળા તુચ્છ હું છુટી ગયો છે પ્યાર. અપ.
સુત તણો છે સાસરો મોટો અને ધનવાન,
સીલાવતી પણ તેની છે નીરમળ કુળની નાર. અપ.
પ્રથમ હું સમજ્યો નહી આવ્યો છે આણે આજ,
અંખવાણો પડયો જઇને ઘટયો મુજ વહેવાર. અપ.

(એમ કરતાં ઘણા દિવસ વીતી જાય છે એટલે સીલાવતીવહુને ગમે તે પ્રકારે સમજાવી પોતાને ઘેર તેડી લાવવા ફરીથી જાય છે.

## પ્રવેશ ૮ મો.

## સ્થળ શોભચંદની હવેલી.

**સદાફળ**—(લીલાવતીને)

રાગ પીલુ બરવાની ગરબી.

આ જગ છે આળ પંપાળ માયા મુકોને—એ રાગ.

હું કહુંછું સુતવધુ આજ સાંભળ વાણીરે,
કેમ હીમત હારી જાય થઇને શાણીરે. ટેક.
શિખામણ હું દઉછુ તુજને ધરજે મનમાંયરે;
પ્રપંચ કરો કંઇ પ્રેમદા તો કારજ સિદ્ધ થાય. સાંભળ૦
ભણતાં ભણતાં પંડિત થાયે, લખતાં ગ્રંથ લખાયરે;
ઇમારત આરંભે તોપણ, ઇંટે ઇંટ ચણાય. સાંભળ૦
દુર દેશ જાવા ઇચ્છા તો, ડગલે ડગલે ચલાયરે;
પ્રૌઢ સરોવર હોય તથાપિ ટીંપે ટીંપે ભરાય. સાંભળ૦
તે પેરે ઉદ્યમ આદરવો, કરો ચરિત્રનું કામરે;
તો પરમેશ્વર સહાય થશે રાખી મન મોટી હામ. સાંભળ૦
તે કારણ તમો ઘેર આવીને, કરવા અધિક ઉપાયરે;
અંતે જય મેળવશો ઈશ્વર, સાહાય થશે જીનરાય. સાંભળ૦

(પછી લીલાવતી સાસરા સાથે જાયછે.)



## પ્રવેશ ૯ મો.

### સ્થળ લીલાવતીનો એકાંત આવાસ.

**લીલાવતી-** (સ્વગત)

ગજલ ભેરવી.

મારૂ કાજ સત્યને આ વખ્ત પ્રાણ પ્યારીને–એ રાગ.

શો પ્રકારે આદરૂ સ્વામીજી વશ થાયરે.
સ્વામીજી વશ થાયતો, આ દુખ સહુ જાયરે. શો પ્રકારે.
સ્વામી વશ કરવા માટે કરૂછું વિચારરે;
પીતાને કહીને મહીષી મંગાવું હું ચારરે. શો પ્રકારે.
મહીયારી બનીને મહી વેચવાને જાઉંરે;
મુજને જોઇને નક્કી જીવન લલચાયરે. શો પ્રકારે.

(એવો વિચાર કરી સદાફળને કહે છે.)

સસરાજી સુણો આ વાર, કહું નીરધાર, વાત એક મારી;
મંગાવો મહીષી ચાર, શોભતી સારી.
જેનું દુધ દીસે ગુણવાન, સુધા સમાન, સ્વાદમાં સારૂ;
સરકરા સરીખુ હોય ગળ્યુ રૂપાળુ.
મહીની મટકી શીર લઇ, મહીયારી થઇ, વેચવા જાઉં;
પ્રપંચ કરી પીઉને મળી સમજાવું.



## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ મારગ.

(મહીયારણ રૂપે લીલાવતી બજારમાં દુધ વેચવા જાયછે.(

**લીલાવતી**— રાગ કાલિંગડો તાલ દાદરો.

મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો—એ રાગ.

મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો,
મારા ગોરસમાં ગુણ ઝાઝા, મારૂં ગોરસ જમે મોટા રા-
જારે. મીઠડાં ગોરસ લ્યો. ટેક૦
ગળ્યુ સાકર સરીખુ સુખકારી;
ખુશી થાય જમે નરનારીરે. મીઠડાં ગોરસ લ્યો.
ગુણ ભરયું ગોરસ ઘણુ મીઠું;
નહી જન્માંતરે કદી નવ દીઠું. મીઠડાં ગોરસ લ્યો.

રાગ ખમાચની ઠુમરી.

રસીલી રૂપાળી છબી મારે મન ભાવે,
મટુકી ધરી મહીયારી આનંદ ઉપાવે. રસીલી રૂપાળી.
અજબ બની છબીલી આ ભરવાડણ;
હંસની ગતીથી મુજ નેન તલસાવે. રસીલી.
ખીકુટ ભ્રકુટી દીસે સલુણી સુંદર રૂપ;
નયન ચકોર છે ચપળ ચિત્ત ચાવે. રસીલી.
શેષના સરીખો શીર કેશનો અંબાડો,
ચંદન કપુર વાસ ભાલમાં સોહાવે. રસીલી.
ચંપક વરણ શીર પેંચાં ચતુરાઇથી,
મધુર મલાર મનહર રાગ ગાવે. રસીલી.
અમૃત સરીખું એનું મહી આજ પીવું;

ખની આસમાન રોજ મહી દેવા આવે. રસીલી.

**લીલાવતી**–(ગાય છે)

મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો.

ગળ્યુ સાકર સરીખું સુખકારી,

ખુશી થાય જમે નરનારીરે. મીઠડાં.

**સુમતીવિલાસ**–(લીલાવતીને વેગળેથી હાક મારીને પાસે બોલાવે છે.)

રાગ ઉપરનો.

મીઠડાં મહી આપો, મહી આપો.

તારૂ ગોરસ મારે લેવું,

તેનું મુલ થાય તે સો દેવુંરે. મીઠડાં.

મહીયાર તું મન હર નારી,

બેશ ઉતારી મટુકી તારીરે. મીઠડાં.

બોલ મહીનું તે મુલ શું થાશે,

થોડું લઇશું જો મુજથી લેવાશેરે. મીઠડાં.

**લીલાવતી**–ગીરધારીરે વાલમ વાત વિચારો, એ રાગ.

કહો સાચુરે ના લ્યો તો હું જઉં છું,

ચાખો પછી કિંમત કહું છું. ટેક.

મુજ મહીડુંરે છે અમ્રતના જેવું, કહો કેટલું લાલા લેવું;

જુઓ જાતેરે નહીં મળે દુનીઆમાં,છે અગણીત ગુણનો આમ

મુલ.

જો કહો તો દહાડી હું આવું,
મિતમ આ મહીડા પાઉં;
શું સમજુને સમજાવું,
જો જોઇએરે નવાપુરામાં રહું છું. ચાખ્યા પછી.

**સુમતીવિલાસ–**

લાવ હાથમાંરે માંખણુ દ મહીયારી, ચાખ્યા પછી લઇશું ના
(ચાખોને]
આ નારીરે મેં ચાખ્યુ મહી તારૂ, લાગે છે સાકરથી સારૂ.

ઝુલ.

કહો મુલ આનું શું થાશે, શા ભાવે શેર વેચાશે,
તે મુજ થકી લેવાશે, કહે સાચુરે સુંદરી તું સુખકારી.
ચાખ્યા પછી લઇશું.

**લીલાવતી–**

હું પુછુ રે કોણ તમે છો નારી, કયે ગામ વળી વસનારી;
કહો સાચુરે નામ તમારૂ કેવું, વળી કોણુ પુરૂષ ઘર રે'વું.

ઝુલ.

વળી કહોને નામ તમારૂં, કોણ મિતમ છે તમ વારૂ,
જોઇ રૂપ રસીલી હું હારૂ, કહો કેવાંરે કામ કરો સંસારી.
કયે ગામ વળી વસનારી.

**લીલાવતી–**

શો કારણુરે શેઠ પુછો છો નાતી, છું આહીં કેરી માતી

મુજ સ્વામીરે સુંદર શ્યામ રૂપાળા, છે મોહન એ મરમાળા

મુલ.

બસો શેઠ હવે ઘેર જાઉ, શીદ મિથ્યા ખોટી થાઉ;
શું સમજુને સમજાવું, છું રશીયારે હું મેવારી માતી.
છું આહીર કેરી જાતી.

**સુમતીવિલાસ**--(લીલાવતી ઉઠવા જાય છે એટલે તેનો હાથ ઝાલી ઉભી રાખે છે અને કહેછે.)

(રાગ બરવાનો ફેરબો.)

સાઉેતીન પેસે એક મોતી ના બેચુંગી—એ રાગ.

તુજને દેખી મેયારી હું બેહાલ થયોરે;
બેહાલ થયોરે બે હાલ થયોરે. તુજને. ટેક૦
નેન કટાક્ષે બાણુ મારીને ઘાયલ કીધો આજ,
રંભા સરખી તુજને દેખી ભુલ્યો સરવે કાજ. તુજને.
શી અલબેલી છબી ફાંકડી પ્રિતે કાંહી નવ જાય,
અમરાપુરીના સરવ દેવતા તે પણ પ્યારી ન્હાય. તુજ.
અબળા આવો આ મંદીરમાં બેસો પ્રિતે પાસ,
વાત કરોછો જાવા કેરી થાઉ અતિ ઉદાસ. તુજને

**લીલાવતી**—મેયારી રાધા દો દાણ શું રે.—એ રાગ.

મારી મહીની મટકી ફોડશોરે,
મારો હાર હઈયાનો તોડશોરે,
અમો ચુકીને દઈશું ગાળરે,

છબીલા છેલા નવ છેડશોરે. ટેક૦
મને વાર થઈ વરણાગીયારે,
થયા બપોર બારજ વાગીયારે.
મારા સ્વામીની લાગેછે બીકરે. છબીલા.

**સુમતિવિલાસ**— રાગ સીયાનો કનરો.
ચંદ્ર સમુ તુજ મુખ નીહાળી,
આનંદ પામુ છુ સૌ ભયટાળી. ચંદ્ર.
સુધા સરીખુ અધર પાન ઉત્તમ,
જાણુ રહુ તુજ સંગે વીહારી. ચંદ્ર.
સહવાસ તારો સદા સુખીયોછે.
તુજ મુરતીને રહુ મન ધારી. ચંદ્ર.
કેમ ઉતાવળ આવટી કરતી,
શું પતીથી તું ડરેછે ભારી- ચંદ્ર.
મુઢહશો કો મુરખ એ ગોવાળો,
કુરૂપ સંગ કીધા છે યારી. ચંદ્ર.

**લીલાવતી**—રાગ કલ્યાણ તાળ દીપચંદી.
શેઠજી ડાહ્યા દીસો છો ભારી;
નીચ વેશ્યા શું કીધી છે યારી. શેઠજી ટેક.
આપના દોષ ઉરે નથી ગણતા;
પારકા અવગુણ મુખથી ભણતા. શેઠજી.
હવે કદી હું અહીંયાં ન આવું,

શીદ આહીરની જાત લજાવું. શેઠજી.
મેં જાણ્યુ મહી ખપશે મારૂ;
કઠણ કાળજુ દીસે તમારૂ. શેઠજી.
કસર કરીને દામ મેળવવા;
છેવટ વેશ્યાના ઘરમાં ભરવા. સેઠજી.
હવે તો હું મારે ઘેરજ જાવું;
નાહક તમ સંગ ખોટી શું થાવું. શેઠજી.
મોંઘું મહી નહીં તમથી લેવાશે;
એતો શોખીલા સજ્જન કોઇ ખાશે. શેઠજી.
તેમ છતાં મુજ ઘેરજો આવો;
પ્રિતમ પ્રિતવડે મહી ખાઓ. શેઠજી.
તન મન ધન તમ ઉપર વારૂ;
પ્રિતમ ઘેર પધારો તો સારૂ શેઠજી.

આવી રીતે બેઉની અરસ પરસ વાત સાંભળીને ક્રોધા વેશમાં થઇને કામસેના મહીયારીને કહે છે.

**કામસેના—** રાગ વિજય ટેકનો,

અલી મહીયારી શું બોલે મુખ બોલ;
ઠગારી ઠગવાને આવીરે ટેક.
જાણ્યો તરૂણી મેં તારો તોલ; ઠગારી૦
દીશે લબાડ છીનાળ તારી ચાલ. ઠગારી૦
નથી મયારી તારામાં સુઠી માલ. ઠગારી૦

જાહા બસવાનુ શું છે કામ. ઠગારી૦
ઝટ ઉઠ જા તહારે મુકામ; ઠગારી૦
કરે પ્રપંચની સઘળી પેર. ઠગારી૦
કહે મારી સંગે શું તારે વેર; ઠગારી૦
સહુ વદે છે તું કપટી વચન; ઠગારી૦
મેં તો પરખ્યુ છીનાળ તારૂ મન. ઠગારી૦
જુઠાં વચન સહુ છે તારાં જાણ; ઠગારી૦
તારાં ચરિત્ર છકેલની પ્રમાણ. ઠગારી૦
જુઠા બોલી છું તું નિર્લજનાર; ઠગારી૦
ઉઠય હવે ન આવીશ મારે દ્વાર. ઠગારી૦
એક મહોરની મટુકી તારે ઘેર. ઠગારી૦
એવી મળે છે ટકાની અહી તેર. ઠગારી૦

**લીલાવતી—** રાગ સદર.

અલી બોલે છે શું વધુ વધુ બોલ;
ધુતારી ધિક્ક ધિક્ક તનેરે. ટેક.
એક પળમાં ઊતારૂ તારો તોલ. ધુતારી.
નથી લાજ ગુણકા ગુણહીણુ. ધુતારી૦
કુષ્ટ કામમાં રહેછે તું પ્રવિણુ; ધુતારી૦
જોઈ કામશોના તારી મેં સાખ. ધુતારી૦
તારા સરખી દેખી છે નવ લાખ. ધુતારી
અજુ બોલે છે શું વગર વિચાર; ધુતારી૦

ભુંડી જાતની તું ગુણકા નાર. • ધુતારી૦
કોણ તું છું બોલ મુજને કેહેનાર; ધુતારી૦
તારી ડરાવી હું નહી ડરનાર, ધુતાર૦
કરી દગો ને ડુબાવ્યા ઘણા લોક. ધુતારી૦
હરી દામને મુકાવી મોટી પોક. ધુતારી૦
સહુ નીચમાંની નીચ તારી જાત; ધુતારી૦
નહી હીંદુ કે મુસલમાન નાત. ધુતારી૦
કુળ ધરમ મુકીને ગઈ પાર; ધુતારી૦
નથી જગતમાં તુજ વેહેવાર. ધુતારી૦

**શુમતી વિલાસ.—** (મહીયારીને)

રાગ ઝીંઝોટી જંગલો તાળ પંજાપી ઠેકાની,
ડોલે રે જોબન મદમાતી ગુજરીયાં—એ રાહ
માફુ ન લગાડશો મૈયારી મદ માતી રે,
નફ્ટ નિરલજ રાંડ નથી એ લજવાતી રે. માફુન--ટેક
નઠોર એ નારી મને મનમાં ન ભાવે રે,
હવે તો લગીર હેત એના પર ન આવે રે. માફુ ન
કાળ જે વશી છું તું રશીલી પ્રાણ પ્યારી રે.
ગમતી નથી એ વેસ્યા મુજને વઢકારી રે. માફુ ન

**કામસેના.——** (સુમતી વિલાસને.)

નવી નારી નરખીને મને શું લઢો છો રે,
આજના દીવશમાં શું મોહમાં પડો છો રે. નવી નારી.

આટલા દીવસ સુધી પ્રિતડી મેં પાળી રે,
હવે હું નઠારી થઇ બનીએ રૂપાળી રે. નવી નારી.
જોઇને મેયારી મદમાતી આ ઠગારી રે,
મુજને મુકીને ફરો તેહ સંગે પ્યારીરે. નવી નારી.

**શુમતી વિલાસ—** (મેયારીને)

આજ રાત રો'ને રંગ મહેલમાં રશીલીરે,
પ્રભાતમાં જાજે ઉડી પ્રેમદા તું પેહેલીરે આજ રાત ટેક.
આજરાત ફેરી તુંને મોર એક આપુરે,
વળી પટરાણી કરી પ્રમદા હું થાપુંરે. આજ રાત
ભલે એ બળે તો એને બળવાને દેવીરે,
અમૃતની ઝડી તારી સંગે મારે લેવીરે. આજ રાત

**મેયારી—** રાગ ત્રીતાળી બીહાગ

નીભાવોરે બીહ્ય ગ્રહેકી લાજ——એ રાગ.

સલુણા રે ભાવે કીધા ભરથાર. ટેક.
પ્રિતમ પ્રાણ થકી પ્રિય લાગો, રે મુજ જીવન હાર. સલુણારે
પરણ્યા પર હવે પ્રિતન આવે, આપ હેયાના હાર. સલુણારે
છો બળતી વેસ્યા મુજ વેરણ, તેને હું નહી ગણનાર સલુણારે
પુર્વ જન્મના પુન્ય થકી હું પામી રશીક ભરથાર. સલુણારે
આવીશ હું હરરોજ અવાસે, ભોગવું ભોગ અપાર સલુણારે

**કામશેના—** રાગ શીગજીના મહીનાનો.

અરે હાય હવે શું થાય મુને તરછોડીને,

રહ્યા મહીયારીની પાસ મોહન જીવ જોડીને;
ઘણા દીનની પ્રીતીનો પાસ પલકમાં તોડીઓ.
જોઇ અદભુત આનું રૂપ નવો પ્યાર જોડીઓ;
કીધી ચાકરી ઝાઝા દીન ગણી ભરથારને.
અંતે તોડી મુજ શું હેત મોહયો એ નારને;
નથી આવતી કોની શર્મ મજા એ માણતાં.
મારા દેખતાં કરતાં કલોલ જરા નહી જાણતાં;
અરે હાય હવે ન જોવાય મઝા એ મુજથી.
મારૂં કળેજ કટકા થાય બળું છું દુખથી;
એણે ભોળવીઓ ભરથાર કપટ ઝાઝું કરયું.
એક મટુકીની બે મોર, લેઇ મારૂં ધન હરયું;

---

## પ્રવેશ. ૧૧

### સ્થળ ગુણકાનું ઘર.

**લીલાવતી**—સુમતિ તિલારાને બીજે દિવસે આવીને.

રાગ. ગીરધારીનો.

હ્યો મોહનરે વેળા થઇ મહી લાવી, પ્રિતમને પાવાઆવી,
ગુણ કારીરે ગરમ કરયું છે આજે, હું લાવી લાલા કાજે,
માંહે નાંખો રે ઇલાયચીચારોલી, દીસે છે મલઇની પોળી
વેસ્યાને હું નથી ગણતી, છોવેરણ થઇન બળતી

એ કાગડી સમ કુળકળતી, પણ રશીયારે હું તમ માટે લાવી.

પ્રિતમને પાવા આવી

**કામસેના**–સિદ્ધાચળ શીખરે દીવો રે, આદેશ્વર–એરાગ

હું તુજને પાયે લાગુ રે, આ ભરવાડણ તુ ભારી ટેક.

તુજ પાસે માફી માગુ રે, આ ભરવાડણ તું ભારી.

સ્વામીને તે સમજાવ્યો રે, આ ભરવાડણ.

મુજસંગેથી છોડાવ્યો રે, આ ભરવાડણ.

તે વેર કયારનું વાળ્યું રે, આ ભરવાડણ.

મારૂ હેત સુજન શું ટાળ્યું રે, આ ભરવાડણ.

પ્રિતમને વશ કરી લીધો રે, આ ભરવાડણ.

તેં દેશવટો મુને દીધો રે, આ ભરવાડણ.

મારી લક્ષ્મી સરવે લીધી રે, આ ભરવાડણ.

મને ભીખ માગતી કીધી રે, આ ભરવાડણ.

**લીલાવતી** — કામસેનાને વધારે બાળવા.

મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો.

છે અમ્રત સરખું મીઠું;

કહો દુનિયાં મહિ નવ દીઠું રે મીઠડાં,

**સુમતી વીલાસ**–શાવરા મત ડારો પીચકારી

ઉભા રહે મટુકી લેવા મારે,

તુજ મહોડા લીધા વીણ કૈયારી દીન જતો નથી મારે.

મોર દઉ મટુકીની તુજને, આજ તો આપ વધારે,
કહું તુંને વારે વારે. ઉભી રહે
અધર સુધાનું પળી કરૂ પણ ત્રમ ન થાઉ લગારે,
તુજ વીણ ભોજન મુજને ન ભાવે
પોકારૂ પ્રિયા વારેવારે, વરી ઉરમાં તું મારે. ઉભો રહે.
આ વેસ્યા છો બળતી દીલમાં, તું કંઈ મનમાં ન ધારે,
તુજ મહીડુ અમૃતથી મીઠું, લીધા વિનાં કેમ ચાલે;
પ્રિયા મારી રોજ પધારે. ઉભી રહે

**કામસેના**--- સુમતી વિલાસને

અચકોમચકો કારેલી, એ રાગ.

નથી કામ હવે ઘર મારે રે, બે વચની તું શેઠ થાયે
ભરવાડણ વહાલી તારે રે બે વચની
મુજ ઘરમાં કદી નવ આવ્યો રે બે વચની
મૈયારી મેહલે જાયો રે. બે વચની
હવે સગ પણ છોડયું તારૂં રે બે વચની
નથી તારે મારે કંઇ લારૂરે. બે વચની
વિશ્વાસ કરૂ નહી તારો રે બે વચની
તુજ જીવ થયો ભટકારો રે બે વચની

(સુમતી વિલાસને તથા મૈયારીને એકદમ બાહાર કહાડે છે.)

# अंक. ४ थो.

—:o:—

## પ્રવેશ ૧ લો.

**લીલાવતી**— વેલાં ઉઘાડોને દ્વાર સદેવંત એ રાગ
મારા પ્રાણ જીવન પતી આજ પ્રિતે મુજ ઘેર પધારો.
મુકી લોકડીયાની લાજ. પ્રિતે મુજ ઘેર પધારો ટેક.
હું પ્રિતમ તમને વરી મુકી પરણ્યો નાથ,
ચાલો ઘરમાં માવજી મુજ અબળાની સંગાથ. પ્રિતે મુજ.
એકાંત આવાસ છે માહરો નથી કોઈ બીજો સંગ,
હાસ્ય વિનોદે રાતમાં સ્વામી આપણે રમીશું રંગ. પ્રિતેમુજ.
મુજ ભરથારને મોકલું પર ઘેર સુવા કાજ
આપણે રહીશું રંગ મહેલમાં માણું મન્ન માહારાજ પ્રિતે મુજ.
સરખી જોડી આપણી દેખી થાય ઉમંગ,
પરણ્યો મુકી પ્રેમથી હું વળગી તમારે સંગ. પ્રિતે મુજ.

**શુમતિ વીલાસ**.—પડવાની પણ પ્રિત ગતમત એ રાગ.
મોહયો હું જોઇને મુખ અબળા તારૂ રે,
તુજ છબી જોઇ સુખ રૂપ ઠરે મન મારૂ રે.
પણ તું ભરવાડણ જાત કુળની કુડી રે.
હું તો છું વણીકનો પુત્ર નાતી રૂડી રે,

ઉત્તમ થઇને તુજ ઘેર હું કેમ આવું રે.
મારી વણીક કેરી જાત સીદ લજાવું રે,

**લીલાવતી—** પંજાપી ઠુમરી.

ગુમાન જવાદો શેઠ ગુણ વાળા થઇને,
ઇજત ખોઈ છે ગુણકાને ઘેર રહીને. ગુમાન.
ગુણકા થકી તો હજુ હું છું સારી,
અધમમાં અધમ એ વેશ્યા છે નઠારી. ગુમાન.
નિત્ય ભરથાર એતો નવા નવી કરતી,
પરાણે પ્રિતડી કરી પરધન હરતી. ગુમાન.

---

## પ્રવેશ ૨ જો.

## સ્થળ મઈયારીનું ઘર.

**લીલાવતી—** રાગ પીલુ ખરવો દીપચંદી

સાચુ કહો મારા સમ છે તમને,
ઘરની વાત બતાવોને હમને. સાચુ કહો.
છો પરણેલા કે બાળ કુવારા,
કેઇ માતાએ જાયા રૂપાળા સાચુ કહો.
શા કારણે સગાં વાહાલાં વીસાર્યાં
ગુણકાનાં ગાત્રો કહો કેમ ઠાર્યાં સાચુ કહો.

**શુમતી વિલાસ—** સદર.

સાંભળ વાત સલુણી નારી,
મુજ વિનતી હું કહું વિસ્તારી સાંભળ.
પવિત્ર માત પીતા છે મારાં,
વેસ્યાના સંગથી મુકયાં વિસારી સાંભળ.
રૂપ અલૌકીક રંભા સરીખી,
સિંહ લંકી સુ કુમારી છે મારી

**લીલાવતી**— ઓખાહરણનો રાગ.

હું તો જાણું છું નાર તમારી, ઓળખું છું છબીલી નારી.
છે પીયર તે સારંગપુર, રૂપ અધીક દીસેછે સુર.
મારી સૈયર છે તે સોહાગી, કહે વાત તમે જે ત્યાગી.
ઘટે નહી એ આપને કરવું, તેના વિશ્વાસથી નાથ ડરવું,
આપ કહોતો હું અહીયાં બોલાવું, તમપાસે તેડીને લાવુ

**સુમતી વિલાસ**—

દુખ દાબેલુ શાને ઉઘાડું, વીસારેલીને કેમ બોલાવુ.
થાય અકળામણ મુજ અંગે; જાતાં એજ પ્રિયાની સંગે.
તારા સરખી મળીછે નારી, વળી શામાટે તેનેસંભારી

**લીલાવતી**—

સ્વામી વાંરતા સાચી કહુંછું, જેવું થયું તેવું સહુ લહુંછું.
તમો પ્રિતમ સ્વામી છોમારા; ગ્રહ્યા ચોરીમાં હાથ તમારા.
લગનવેળા એ ઘુંઘટે નીરખી, જાઇરશીયા રૂપાળાહું હરખ
આવી સાસરે આપની સાથ; મધરાતેતજી પ્રાણનાથ.

તમે સ્નેહને સગપણ ચુકી, ગયા ગુણકા ગ્રહે મને સુકી;

**સુમતી વિલાસ— બનજારા.**

ધન્ય દીન આજ નોસારો, મેળાપ થયો પ્રિયતારો; ટેક--
તેં વેશ મઇયારી લીધો, વળી પ્રપંચ પુરો કીધો,
છે પુરણ પ્રેમ વધારો. મેળાપ
ધન્ય તેં વેશ્યા ને તજાવા, મને મોહીત કીધો આવી
મારા તનનો થયો સુધારો. મેળાપ.
વળી શરમ સહુ તે નોવારી, ધન્ય ટકે સતી છે તારી;
મોટો છે વાંક અમારો. મેળાપ.

લીલાવતી— આશાગેડી.

આજનો દીન સુખકારીસુણો મારો આજનો દીન સુખકારી,
વીયોગ ટળીને સંયોગ થયો છે દીન ગયા દુખભારી. સુણો૦
ઉગ્યોછે સુરજ આજ સોનાનો, ઘેર ઘેર દીસે દીવાળી. સુણો
પુર્વનું પુન્યઉદય થયુ આજે, વાલમ મળીયા વીહારી. સુણો,
ઇશ્વરનો ઉપકાર શુમાનું; ભાગ્ય ફળ્યું ભયકારી.
જય જય જય જીનરાયનમુંછુ જોડી અચળ રહે મારી, સુણો,

**સુમતિ વિસ—** ઓધવજીના સંદેસાનો રાગ.

આ જગમાં બનીયોરે હુંજ અભાગીયો,
વાંક વીના મેં છોડી ઘરની નારજો,
લક્ષણ વતી કેરા ગુણ ળ્યા નહીં;
નીચ જાત હું મારી કહુ ધીક્કારજો. જગમાં ટેક.
માઠી મતીથી હું વેશ્યાને વશ થયો;

ધરમ તજ્યો મેં કુળનો સહુ આચારજો.
માત પીતાને શીર કલંક લગાડીઉ,
બોળી બોતેર પેઠો મેં નીરધારજો. આ જગમાં

**લીલાવતી—**

શા માટેરે શોક હવે સ્વામી કરો.
લખ્યા લેખ તે તો મિથ્યા નવ થાયજો.
ધારયુ જે ધરણી તે સૌ થયું,
માટે હવે શીદ આપનો જીવ અકળાય જો શામાટે
મળી પીતાને શરણે જઈ સ્નેહ નમો.
બે કરજોડી માફી માગો આજજો
દુષ્ટમતિ મુકીને થાવ સું લક્ષણા
રાખે સ્વામી જીનવર શહુની લાજજો શામાટે

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ સદારંગ શેઠનું ઘર.

લીલાવતી તથા સુમતીવિલાસ પોતાને ઘેર આવે છે. અને પોતાના માત પીતાને શરણે જઇને કહે છે

**શુમતીવીલાસ—** રાગ કાફી.

રાગ. ધીરાના પદનો.

માતાજી માફ કરજો રે પિતે હું તો પાયે લાગુ
અવળાં કૃત્યો કીધાં રે તેની હું તો માફી માગુ ટેક.
માન્યુ નહી મેં વચન આપનું થયો વેસ્યાને વશ,
કુળમાં કલંક લગાડયું મેં તો વિષયમાં કીધો હરસ,

પવિત્ર તમને છોડી રે વિનતાથી આખી રાત જાગુ. માતાજી
શીક્ષા મેં નવ માની તમારી કડવાં વચન બહુ કીધ,
વેસ્યા ઉપદેશે વારયું કરયું નહીં સુખ કદીના દીધ,
હવે તો હું સો સમજયોરે આજ્ઞામાં સદા અનુરાગું માતાજી

**મહાફળ--** ગીતી

ઓ પ્યારા સુત મારા હવે કરોના સોચ જરા ભાઈ,
થાવાનુ તે થાયે નથી વાંક કંઈ તારો એ માંઇ
પવિત્ર વધુ આવીને છોડાવ્યો છે થઇને મૈયારી
ડાપણ બહુ દરશાવી ધન્ય પ્રભુ તુજ કૃત્યની બલીહારી

(સુમતિવિલાસ આવ્યો તેથી સર્વને ઘણો હર્ષ થાય છે અને કાળે કરીને સુમતિવિલાસનાં માત પીતા મરણ પામે છે. અને પોતાને એક પુત્ર પ્રગટ થાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

**લીલાવતી-** શેઠ સગાળસા સાધુને શેવે. એ રાગ.

સુરી મુખ સાંભળી વાણી રે; માયા મેં તો જુઠી જાણીરે. ટેક.
પેલે ભવ હતી રાજકુમારી પોપટ પાંજરે લીધ,
પોપટડીને વીયોગ પડાવ્યો સાડા બાર ઘડા દુઃખ દીધ. સુરી.
તે એક ઘડીનુ વર્ષ થયું મને આપનો પાસ વિયોગ,
એમ અધર્મનાં ફળ ભોગવીએ કર્મથી વાધે રોગ. સુરી.
માટે હવે સંસારને ત્યાગી લેવો સંજમ વેશ,

આરાધાવા જીન, રાયજીનેશ્વર વસવું ધર્મને દેશ        સુરી.

**શુમતીવિલાસ--**            સદર.

સાચું કહ્યું શાણી મારીરે, વાતો સુણી સરવે તારીરે  ટેક.
સ્વારથીઓ સંસાર સહુ છે જગમાં પોતાનું ન કોઈ,
અંતકાળે કંઈ સાથ ન આવે વાહાલાં રહે સઉ રોઈ.  સાચુ.
માટે હવે મારે સંજમ લેવો છોડીને સઘળુ સુખ,
જીન શરણે હું નીવારું અહરનીશ જાય જનમનું દુઃખ. સાચુ
( આવી રીતે બેઉને આત્મ જ્ઞાન થવાથી સંજમ લેઇને સરવ
સંસાર ત્યાગ કરે છે. ]

---

## સરવ અંક સમાપ્ત.

**પુર્ણ થયો છે ખેલ સજ્જનો--**        એ રાગ.

સુણજો સહુ નર નાર સજનો સુણજો સહુ નાર નાર. ટેક.
સુંદીર નાટક નવીન ભજવીયું, વાધ્યો હરસ અપાર. સજનો.
જુઓ લીલાવતીસગુણ સુંદરી, બોળવો લાવી ભરથાર. સજનો.
વેશ ધર્યો મૈયારી કેરો, દુર કરી ગુણકા નાર. સજનો.
આખર એ દંપત્તિ મળીયાં, સુખે ભોગવ્યો સંસાર. સજનો.
ત્યાગી થઈ જુઓ સંજમ લીધો સફળ કર્યો અવતાર. સજનો.
શ્રી જીનરાયને શરણે નિવાસ્યાં ભાવે ભજ્યાં ભવતાર. સજનો.
તે નાટક રચીયું મે મિતે અલ્પ બુદ્ધિ અનુસાર. સજનો.
ભુલ ચુકની ક્ષમા કરો સહુ નહી મુજ શકિત વિશાળ. સજનો.
ગોવરધનવિનતી કહે છે, જીન શરણે નીરધાર. સજનો.

